# કુમાર મંદિરો માટે અભ્યાસક્રમ






પ્રકાશક
ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ.

# કુમાર મંદિરો માટે અભ્યાસક્રમ

## સૂચી






પ્રકાશક—

ગૂજરાત વિદ્યાપીઠ

**અમદાવાદ.**

સં. ૧૯૭૯ પ્રત ૧૦૦૦

ચાર આના

# વિજ્ઞાપન



સં. ૧૯૭૯ના ચૈત્ર વદ ૧૪ને દિવસે વિદ્યાપીઠની કુમાર અને વિનય મંદિર સમિતિએ કુમાર મંદિરો માટે અભ્યાસક્રમ ઘડવા માટે એક પેટા સમિતિ નીમી હતી. તે પેટા સમિતિમાં ઘડેલો આ અભ્યાસક્રમ બીજા જેઠ વદ ૯ને દિવસે સદહું સમિતિએ મંજુર કરવાથી પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ પૈકી 'શિક્ષકોને સ્મરણ' અને 'અભ્યાસક્રમોની વીગતો' માટે જ આખી સમિતિ જવાબદાર છે. આમાંની દરેક વસ્તુ કેવળ માર્ગદર્શક અને સૂચના રૂપે છે. દરેક મંદિરને સ્થાનિક પરિસ્થિતિ અને પોતાની મુનસફીને અનુસરી યોગ્ય ફેરફાર કરવાની છૂટ છે.

કુમાર કેળવણીમાં રસ લેનાર દરેક શિક્ષકને એ કાળજી પૂર્વક વિચારી જોવા વિનંતિ છે. એને ઘડવામાં આદર્શ અભ્યાસક્રમ તરફ દૃષ્ટિ ઓછી રાખી છે. વધારે પડતા ફેરફારો કરવાની મંદિરોના વ્યવસ્થાપકો અને વિદ્યાર્થીઓના વાલીઓની ઓછી તૈયારી તથા તેમનાં સાધન, ભંડોળ અને યોગ્ય શિક્ષકો તથા પાઠ્ય-પુસ્તકોની અછત તરફ લક્ષ રાખી જોવા અભ્યાસક્રમો આજે અમલમાં મૂકી શકાય તેવા જ સૂચવવા પર લક્ષ્ય રાખવામાં આવ્યું છે; એટલે એ અભ્યાસક્રમોમાં ઉત્તરોત્તર સુધારાઓને માટે પુષ્કળ અવકાશ છે.

આ અભ્યાસક્રમ વિષેની સૂચનાઓ તથા તેનો અમલ કરવામાં પડતી મુશ્કેલીઓ અને બીજા અનુભવો મહામાત્રને મોકલવાથી તે સમિતિના ધ્યાન પર લાવવામાં આવશે.

કુમાર-મંદિરના શિક્ષણને લગતા વિષયો માટે શિક્ષકોને ઉપયોગી થાય એવી સૂચનાત્મક અને ચર્ચાત્મક પત્રિકાઓ જુદા જુદા શિક્ષકો પાસે લખાવી પ્રસિદ્ધ કરવા વિચાર છે. એ પત્રિકા માન્ય મંદિરોને મફત મળશે. બીજાં મંદિરોને ટપાલ વગેરેના ખર્ચ માટે વાર્ષિક રૂ. ૨) ભરી પોતાનું નામ નોંધાવવાથી મોકલવામાં આવશે. અનુભવી શિક્ષકો એ વિષયમાં સૂચનાઓ લખી મોકલશે, તો તેનો સાભાર સ્વીકાર કરવામાં આવશે.

ગૂજરાત વિદ્યાપીઠ,
**અમદાવાદ.**
આષાઢ સુદ ૧૫ સં. ૧૯૭૯.

**મહામાત્ર.**

# શિક્ષકોને સ્મરણ

૧. 'શિક્ષક અને શિક્ષણ'–પ્રકાશક, દક્ષિણામૂર્ત્તિ વિદ્યાલય, (ભાવનગર). એ દરેક શિક્ષકે વાંચી જવું જોઈએ.

૨. ભણતર પરીક્ષા માટે નથી; પણ બાળક એ માણસ છે, અને વધારે માણસાઈ મેળવવા આવ્યો છે, એ ભૂલવું નહિ.

૩. તબીયતને ભોગે કાંઈપણ ભણાવવું નહિ.

૪. મારીને અથવા બીક બતાવીને ભણાવવું નહિ.

૫. ભણતરથી જ માંણસાઈ આવતી નથી. માટે મંદબુદ્ધિ વિદ્યાર્થી તરફ દયાભાવ રાખવો; અને તે આપણું ભણાવ્યું ન ભણે તો ચિંતા ન રાખવી, પણ એને શું ભણવાની શક્તિછે, તે શોધી કાઢવું.

૬. વિદ્યાર્થીની નીતિ અને બુદ્ધિમાં દોષ દેખાય, ત્યારે માબાપ સાથે સહકાર વધારવો; અને એમની બાળકો પ્રત્યે સહાનુભૂતિ મેળવવી.

૭. સ્વદેશીના સંવાદો–સરઘસો હદ બહાર કાઢવા નહિ; પણ સ્વદેશીનો રસ એમની રગોમાં ઉતારી દેવો.

૮. ફરવા જવા માટે જરૂર સમય રાખવો.

૯. કેળવણી એજ રાષ્ટ્રીય ચળવળ છે; માટે આપત્કાળ વિના શિક્ષકોએ મંદિર સિવાયની ચળવળોમાં હાથ ઘાલવો નહિ; પણ એ બધાથી વાકેફ રહેવું, અને વિદ્યાર્થીઓને સમજાવવી.

૧૦. ઉદરનિર્વાહને માટે શિક્ષક થવું નહિ; રાજકીય ચળવળના કાર્યક્રમનું કેળવણી એક પેટા–અંગ છે એમ સમજી શિક્ષક થવું નહિ; પણ બાળકો પ્રત્યેના પ્રેમથી, એમને અજ્ઞાનમાંથી જ્ઞાન તરફ દોરવા, એમની માણસાઈ વધારવા કેળવણીને ધર્મ સમજીને જ શિક્ષક થવું. અને તેથી જે મંદિરનું સૂત્ર હાથમાં લીધું હોય, તેને બીજાં પ્રલોભનોને વશ થઈ છોડી દેવું નહિ.

૧૧. જો બાળકોમાં સ્વાશ્રય, સ્વાભિમાન, નીડરતા, સત્યપ્રિયતા, અને સ્વાર્પણની વૃત્તિ ન આવે તો શિક્ષણ મિથ્યા ગયુંછે એમ સમજવું.

# અભ્યાસક્રમ

## સારાંશ

પૂર્ણકુમાર મંદિરનો નીચે પ્રમાણે સાડા આઠ વર્ષનો અભ્યાસક્રમ રાખ્યો છેઃ—

| વર્ષ | ધોરણ | વય વર્ષ |
|---|---|---|
| પહેલા છ મહીના | તાલીમ વર્ગ | ૫–૬ |
| ૧ લું | બાળ વર્ગ | ૬–૭ |
| ૨ જું | પહેલું | ૭–૮ |
| ૩ જું | બીજું | ૮–૯ |
| ૪ થું | ત્રીજું | ૯–૧૦ |
| ૫ મું | ચોથું | ૧૦–૧૧ |
| ૬ ઠું | પાંચમું | ૧૧–૧૨ |
| ૭ મું | છ ઠ્ઠું | ૧૨–૧૩ |
| ૮ મું | સાતમું | ૧૩–૧૪ |

ધોરણ છ, સાત અને આઠનો અભ્યાસક્રમ વિનયમંદિરના પહેલાં ત્રણ ધોરણને મળતો છે; પણ ઘણા વિદ્યાર્થીઓ ૧૩–૧૪ વર્ષની ઉંમરે પોતાનો અભ્યાસ બંધ કરતા હોવાથી વિનીત પરીક્ષાની દૃષ્ટિથી વિનયમંદિરમાં દાખલ કરેલા કેટલાક વિષયો ટાળીને તેને બદલે એ જીવનમાં પ્રવેશ કરવા યોગ્ય બને એવું કેટલુંક જ્ઞાન આપવાનો અભ્યાસક્રમ ઘડયો છે. તોયે પૂર્ણ કુમાર મંદિરમાં અભ્યાસ કરેલા વિદ્યાર્થીને વિનયમંદિરના ૪ થા ધોરણમાં પ્રવેશ થવામાં મુશ્કેલી નહિ નડે, કારણ કે એને કેટલાક વિષય નવા લાગશે. તો કેટલાક ઉપયોગી વિષયોમાં એ આગળ વધેલો હશે.

વિનયમંદિરના પહેલા ત્રણ ધોરણમાંના ટાળેલા વિષયોનું અધુરૂં જ્ઞાન, એ વય પછી અભ્યાસ છોડી દેનાર વિદ્યાર્થીઓને કેવળ કાળક્ષેપ કરાવનારૂં હોવાથી, મંદિરોના વ્યવસ્થાપકોએ ૫ મા ધોરણ સુધીનું કુમારમંદિર અને ત્યાર બાદનું અપૂર્ણ વિનયમંદિર કરવાની લાલચમાં પડવું ઇષ્ટ નથી.

# તાલીમ વર્ગ–છ મહીના.

**વિષયો**—૧. શારીરિક સ્વચ્છતા. ૨. વસ્ત્રની વ્યવસ્થા. ૩. કાર્યવ્યવસ્થિતિ. ૪. નિયમ–પાલન. ૫. રમત–પર્યટન. ૬. વાર્તા–કથન. ૭. કવિતા–ગાન. ૮. વાચન–પ્રયોગ.

## ૧. શારીરિક સ્વચ્છતા ( દરરોજ ૦॥ સમય )

( ૧ ) દાતણ કરતાં શીખવવું.

( ૨ ) નખ, આંખ, કાન, નાક, વાળ, હાથ, પગ, મ્હોં સ્વચ્છ રખાવવાં ( વાળ હોય તો હોળતાં શીખવવું )

( ૩ ) હાથ ધોતાં અને કોગળા કરતાં શીખવવું.

**સામગ્રી**—દાતણ, ડોલ કે કુંડું, લોટી, માટી, આરસી, કાંસકી.

## ૨. વસ્ત્રની વ્યવસ્થા ( દરરોજ ૦॥ સમય )

( ૧ ) કપડાં કાઢતાં અને પહેરતાં, શીખવવું–એમાં બોરીઆં બીડતાં, નાઠી બાંધતાં શીખવવાનું આવી જાય.

( ૨ ) ( બાળક ધોતીઉં કે ઓઢણી પહેરીને આવતું હોય તો ) ધોતીઆની કંમર આગળ બોટી દેતાં,–કાછડી પાટલી વાળતાં, અને કચ્છ કરતાં–કામ કરતી અને બેસતી વખતે ધોતીઉં સંકેલતાં–દોડતાં ધોતીઉં પગમાં ભરાય નહિ–વારંવાર ધોતીઉં છૂટી ન જાય–એવી વ્યવસ્થા બતાવવી.

ઓઢણીનો છેડો ખોસતાં અને પાટલી વાળતાં–છૂટો છેડો જમીન પર ઘસડાય નહિ એવી રીતે ખભે રાખતાં–વાળ વીખરાય નહિ એવી રીતે માથે ઓઢતાં–દોડતાં છૂટો છેડો પગ તળે આવે નહિ એવી વ્યવસ્થા રાખતાં શીખવવું.

( ૩ ) કપડાંને લગતી કુટેવો દૂર કરવી–ઉદા૦ કપડાં ચાવવાં, કપડાંથી નાક, હાથ લો'વાં વગેરે.

( ૪ ) કપડાંની સાચવણ, ઘડી કરવી વગેરે.

નદી કે કોશની અનુકૂળતા હોય ત્યાં—

( ૫ ) નાનાં નાનાં કપડાં ધોતાં અને સૂકવતાં શીખવવું.

## ૩. કાર્ય-વ્યવસ્થિતિ ( દરરોજ ૦ા સમય )

( ૧ ) ખાવાપીવાની—
ખાતાં કે પાણી પીતાં પહેલાં હાથ ધોતાં, અને લોતાં-વેર્યા વિના ચવાણું વગેરે ખાતાં અને પીરસતાં-માટલામાંથી ઢોળ્યા વિના પાણી કાઢતાં, પીતાં, અને પાતાં-ખાવા પછી હાથ ધોતાં અને કોગળા કરતાં-શીખવવું.

( ૨ ) હાથ-પગની—
ચાલતાં, દોડતાં, વંદન કરતાં, વસ્તુઓ વ્યવસ્થિત રીતે શાન્તિથી લાવતાં, લઈ જતાં અને મૂકતાં-શીખવવું.

( ૩ ) રીતભાતની-
વિનય વિવેકથી બોલતાં, મેળાવડા, ભીડ વગેરેમાં વર્તતાં, ત્યાં બેસતાં, ત્યાંથી ઉઠતાં-આસન ગોઠવતાં, સંકેલતાં, મૂકતાં, તે ઉપર બેસતાં, અને તે ઉપરથી ઊઠતાં—શીખવવું.

**સામગ્રી**—આસન, પાણી કાઢવા માટે ડોયો અથવા લોટી, પીવાનો પ્યાલો.

## ૪. નિયમ-પાલન ( દરરોજ ૦ા સમય )

( ૧ ) મળમૂત્રના ત્યાગ માટે, થુંકવા માટે, પાણી ઢોળવા માટે વગેરે જે સ્થાનકો નક્કી કર્યા હોય ત્યાંજ તે ક્રિયાઓ કરવાની ટેવ—
( ૨ ) તે સ્થાનકોએ ક્રિયા કરી ત્યાં માટી વગેરે નાંખવાની ટેવ—
( ૩ ) હાથ સ્વચ્છ ધોવાની ટેવ—
( ૪ ) વર્ગમાં નિયમિત આવવાની ટેવ—પાડવી.
( ૫ ) વિદ્યાર્થીને સવારે નિયમિત રીતે શૌચ માટે જવાની ટેવ છે કે નહિ તે તપાસવું, અને ન હોય તો એ ટેવ પાડવી.

## ૫. રમત-પર્યટન ( દરરોજ ૨ સમય )

( ૧ ) **રમતો**—દોડધામની તેમજ બેસીને રમવાની દેશી રમતો-હારજીત માટે અતિ રસ કે વિષાદ વિના અને ઘોંઘાટ વિના રમવી.
( ૨ ) **પર્યટન**—ફરવા જેવાં સ્થાનકોએ ફરવા જવું; ત્યાંની વિશેષતા કે ખામીઓ, સ્વચ્છતા કે ગંદકી, પશુ, પંખી, ઝાડ, પાન વગેરેને જોવાં; ચિત્તાકર્ષક વસ્તુઓ ઉપર ધ્યાન ખેંચવું.

( ૩ ) **પર્યટનમાં ધંધો**—જાતજાતનાં ફુલ, પાન, બીજ, ઘાસ, કાંકરા, છીપ ભેગાં કરવાં; એની રચના તપાસવી;

એરંડાના જેવાં ઝાડો નવાં ઉગતાં હોય, ત્યારે તેનાં પાનોની અણીઓ ગણવી;

કોઈ જીવને દુભવ્યા વિના એની રચના તપાસવી;

કોઈ ઝાડ નીચે, ડુંગરા પર, નદી કીનારે, કે ખેતરમાં, કે દેવાલયમાં બેસી વાર્તા કહેવી, કે પ્રાર્થના કરવી, કે ભજન ગાવું.

## ૬. વાર્તા કથન ( પર્યટનના સમયમાં )

બાળ વાર્તાઓ કહી સંભળાવવી.

( વાર્તા બાળક પાસે કહેવડાવવી નહિ, અને વાર્તાનો બોધ કહેવો નહિ. પણ બાળકો પોતાની મેળે જ પરસ્પર વાર્તા કહે અથવા કહેલી વાર્તા પર ટીકા કરે તો તેમાં રોકવાની જરૂર નહિ. )

## શિક્ષકને વાંચવા યોગ્ય પુસ્તકો—

**'બાળવાર્તાઓ'** વિષે વ્યાખ્યાન—શ્રી. ગિજુભાઈ બધેકા અને કાકા કાલેલકર ( ગુજરાત વિદ્યાપીઠ—કિ. ૦—૩—૦ )

**બાળવાર્તાની ખુબીઓ**—શ્રી કાલેલકર ( દક્ષિણામૂર્તિભવન, ભાવનગર )

**બાળવાર્તા કહેનારને**—શ્રી ગિજુભાઈ બધેકા ( દક્ષિણામૂર્તિભવન, ભાવનગર )

## વાર્તાઓ શોધવા માટે

**ઇસપ કથા** ભા. ૧—૨ ( ચિત્રશાળા પ્રેસ, પૂના )
**બાળવાર્તાઓ** ભા. ૧—૨—૩ ( દક્ષિણામૂર્તિભવન, ભાવનગર )
**હિતોપદેશ** ( પં. શ્રીમતરામ નવલરામ )
**પંચતંત્ર** ( ગુજરાતી પ્રેસ )
**મૂરખો** ( ગુજરાતી પ્રેસ )
**ચતુરસીંગ** ( ગુજરાતી પ્રેસ )
**સીતાહરણ** ( નવજીવન પ્રકાશન મંદિર )
**બાળવાર્તા** ( ગંગાશંકર વૈષ્ણવ )
**અરેબિયન નાઈટસ** વગેરે.
**પુરાણની બાળબોધક વાર્તાઓ** ( સૌ. શારદા મહેતા )

**૭. કવિતા–ગાન ( પર્યટનના સમયમાં–અથવા એકાંતરે ૧ સમય )**

૧. ચણીબોર ( ગૂજરાત વિદ્યાપીઠ )

૨. સુંદર ભેટ ( દક્ષિણામૂર્તિભવન, ભાવનગર )

—આમાંથી બાળ-વર્ગમાં ચલાવવા જેવી કવિતાઓ ગાવી અને ગવડાવવી પણ મોંઢે કરાવાનો આગ્રહ ન રાખવો.

**૮. વાચન–પ્રયોગ** ( એકાંતરે અથવા રોજ ૧ સમય )

સહેલી વાર્તાઓ અને જાતજાતની બાળપોથીઓમાંથી સારી રીતે વાચન કરી સંભળાવવું.

## બાળવર્ગ–વર્ષ ૧ લું.

**વિષયો**—૧. ભાષા ૨. લેખન ૩. ગણિત ૪. સામાન્યજ્ઞાન ૫. કવાયદ–રમત.

### ૧. ભાષા

**(૧) વાચન**—મૂળાક્ષર અને બારાખડીનું ( શુદ્ધ ઉચ્ચારણ સાથે ) જ્ઞાન: એક ચોપડીનું વાચન ( એટલે ભલામણ કરેલું કોઈપણ એક પુસ્તક અથવા એવાં વાક્યો વાંચવાની શક્તિ. )

### વાપરી શકાય એવાં પાઠ્ય પુસ્તકો

1. **નાની અને મોટી ચાલણ ગાડી** ( ગૂજરાત વિદ્યાપીઠ )
2. **સરલ બાળપોથી** ( નવી ગૂજરાતી શાળા, અમદાવાદ )
3. **નવી પહેલી ચોપડી** ( લક્ષ્મી ઇલેક્ટ્રિક પ્રેસ, વડોદરા )

(૨) **अ કવિતા**—મોંઢે આશરે ૨૫ લીટી તથા બીજી આશરે ૧૦૦ લીટી શિક્ષક સાથે ગાવી.

### પાઠ્ય–પુસ્તકો

૧. **વાચનમાળાનાં** પુસ્તકમાંથી, અથવા

૨. **ચણીબોર** ( ગૂજરાત વિદ્યાપીઠ )–માંથી નીચેમાંથી પસંદગી—
**અર્પણપત્રિકા, જાગને જાદવા, મા મને ચાંદલિયો વહાલો, ગણ્યા ગણાય નહિ, હોળી, દીવાળી, આવરે વરસાદ, મેવલો, મારે ઘેર આવજો માવા, બાઇનો હીંચકો, બાઈનું પારણું, રણછોડરાયનું હાલરડું. રાજા ભોજ, બાઈ**

મારો હાથી, મોર અને ઢેલ, સીતાજીનો પોપટ, ગાય, હોલોરાણો, રેંટીયો, ખાદીની ટોપી, ભીડાઈ, રાધે ગોવિંદ રાધે, બોલ મા બોલ મા બોલ મા રે, ઓ ઈશ્વર ભજીયે તને, આ મારી શાળા.

૩. **બાલવાડી** ભાગ ૧ લો, ખંડ ૧ લો. ( રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય, સુરત ).

૪. **સુંદર ભેટ** ( દક્ષિણામૂર્તિભવન, ભાવનગર ) માંથી ચણીઓરને ધોરણે પસંદગી.

૫. **વીરપસલી** ( વનિતાવિશ્રામ પાઠશાળા, અમદાવાદ ) માંથી એજ ધોરણે પસંદગી.

## આ—તાળી સાથે ધૂન ગાવી—

**સહેલી ધૂનો**—૧. રાજા રામ રામ રામ, સીતા રામ રામ રામ.

૨. ગોપાળ કૃષ્ણ-રાધે કૃષ્ણ.

૩. રામ કૃષ્ણ ગોવિંદ, જય જય ગોવિંદ,
હરે રામ ગોવિંદ, જય જય ગોવિંદ.

૪. શ્રી રામ જય રામ જય જય રામ.

( **સૂચના**—દરેક ધૂન સાથે જાતજાતની ચાલની, તાળીની, હાથ ફેરવવા વગેરેની રમતો પણ રમી શકાય. ઉદા૦ પહેલી બીજી અને ત્રીજી ધૂનો બબ્બે છોકરા અથવા ટોળીઓ વચ્ચે બોલી શકાય; બીજી ધૂન બે વિદ્યાર્થી સામ સામા બેસી આ રીતે રમી શકે-' ગોપાળ ' બોલતી વખતે પોતાના હાથોની તાળી; ' કૃષ્ણ ' બોલતી વખતે સામેના છોકરાના બે હાથ પર તાળી; ' રાધે ' બોલતી વખતે પોતાના સાથળ પર તાળી. અને 'કૃષ્ણ' બોલતી વખતે પાછી સામે તાળી આપવી.)

અવકાશ અને આવડત હોય તો—

ઈ—રાસ

(૩) **ચિત્રવાચન**—એટલે ચિત્ર જોઈ એનું વર્ણન કરવું, અને એની વાર્તા કહેવી. વર્ણનમાં આખા ચિત્રનો ખ્યાલ, અવયવો, રંગ, સ્થિતિ, સમય, પરિસ્થિતિ, વગેરે. અથવા ચિત્ર દ્વારા સમજાતી વાર્તાઓ.

**સાધનો—ચિત્રશાળા પ્રેસ**, પુના, નાં ચિત્રો.

**એંગ્લિસ પિક્ચર કૉમ્પોઝિશન** ( કે. અને જે. કુપર, મુંબઈ)
**હિંદી પંચ** ( મુંબાઈ સમાચાર પ્રેસ, મુંબાઈ)—નાં કારટૂનોની ચોપડી.

ફાધર ટક (Tuck) ની છીંટ (Calico) સિરીઝનાં ચિત્રનાં પુસ્તકો જેવી ચોપડીઓ. દુનીયાનાં પશુ, પંખી વગેરેના મોટા નકશાઓ.

સચિત્ર પુસ્તકો—

પુષ્પ, ઝાડ, છોડવાં વગેરેનાં માટીનાં પ્લાસ્ટર નાં કે લાકડાનાં રમકડાં વગેરે.

બાળમાસિકો.

(સૂચના—આ વિષય માટે પુસ્તકો કે ચિત્રો વિદ્યાર્થી પાસે વેચાતાં લેવડાવવાની જરૂર નથી. કોઈ વિદ્યાર્થીઓ પાસે આવાં પુસ્તકો, ચિત્રો કે રમકડાં હોય તો બીજા વિદ્યાર્થીઓને દેખાડવા એને સમજાવી મંગાવવાં).

(૪) વાર્તા—તાલીમ વર્ગના અભ્યાસક્રમમાં સૂચવેલી યાદીમાંનાં પુસ્તકોમાંથી.

## ૨. લેખન

(૧) શબ્દ લેખન—વિદ્યાર્થીની મરજીમાં આવે તે લખે.

(સૂચના—વિદ્યાર્થીની પાટીપર ચોરસ ખાનાં પડે એવી લીંટી શિક્ષકે આંકી દેવી; અને ચોરસના બરાબર અમુક ભાગમાંજ અંતરનું પ્રમાણ સાચવી લખવાની ટેવ પાડવી એ સલાહ ભર્યું છે. ચોરસ અર્ધા ઇંચનું)

સામગ્રી અને અવકાશ હોય ત્યાં—

(૨) આલેખન—અ. જુદાજુદા આકારનાં નાના પાટીયાં વગેરેની આસ પાસ કાંકરો ફેરવી તેવા આકાર પાટીપર ઉતારવા; અથવા તેવા આકારનાં છિદ્રોવાળાં પાટીયાં પાટીપર ગોઠવી. અંદર કાંકરો ફેરવી તેવો આકાર પાડવો. એવા આકારમાં રંગની ખડીથી રંગ પૂરવો.

આ. વિદ્યાર્થીની ઇચ્છામાં આવે એવી આકૃતિઓ કાઢવી. (નાના બાળકો કાઢી શકે એવા યોગ્ય ચિત્ર બની શકે તો વર્ગમાં રાખવા).

## ૩. ગણિત

(૧) આંક—૧૦×૧૦=૧૦૦ સુધી જુની પદ્ધતિથી; અથવા ૨૦×૫=૧૦૦ સુધી નવી પદ્ધતિથી.

(૨) પલાખાં—સીધાં (એટલે પાંચ સત્તા? છ અઠ્ઠા? ચોગડેપાંચડે? વગેરે).

(૩) ગણત્રી—એકથી સો સુધી પદાર્થોની ગણત્રી.

(૪) ઉલટી ગણત્રી—સોથી એક સુધી.

(૫) પદાર્થોની ઉમેરણી તથા બાદબાકી.

**પુસ્તકો**—૧. દેશી હિસાબ

૨. આંકની ચોપડી

૩. નવા આંક ( ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ )

૪. વિદ્યાર્થી ગણિત ભા. ૧ લો ( ,, )

૫. નવું સરલ મુખગણિત—પ્રેમચંદ કરમચંદ શાહ.

૬. મુખગણિત શિક્ષક ભા–૧ લો ( છગનલાલ મોતીરામ શાહ, સુરત ).

૭. ગણિતમાળા બાળપોથી ( ન્યુ હાઇસ્કૂલ, મુંબાઈ ).

( **સૂચના**–વિદ્યાર્થીને દેશી હિસાબ કે એકાદ આંકની ચોપડી સિવાય બીજાં પુસ્તકોની જરૂર નથી. )

**સાહિત્ય**—પદાર્થ ગણત્રી માટે—ચચુકા, માળાના મણકા, કોડી, લખોટા, કાંકરા, ઘાસ કે ધાન્યનાં બીજ વગેરે.

## ૪. સામાન્ય જ્ઞાન

### (૧) ઇંદ્રિયોની કેળવણી

૧. મુળરંગોની ઓળખાણ.

૨. આકારની ઓળખાણ—ગોળ, ત્રિકોણ, ચતુષ્કોણ, વગેરે બાજુઓ વાળી આકૃતિઓ.

પરિચિત માણસોના ફોટા પરથી એમને ઓળખવા.

૩. અવાજની ઓળખાણ—પ્રાણીઓના અવાજ; થાળી કે બીજી વસ્તુઓ ઉપર વેલણ, ધાતુનો સળીયો વગેરે વસ્તુઓ અફાળી શું અફાળ્યું છે, તે ઓળખવું; વર્ગના વિદ્યાર્થીઓના અવાજ ઓળખવા; ( સાધન હોય ત્યાં, જુદાં જુદાં વાજીંત્રોના અવાજ ઓળખવા ). આંખ મીંચીને અવાજની દિશામાં જવું.

૪. ગંધની ઓળખાણ—ગંધવાળાં પાંદડાંને આંગળીમાં ચોળી એ ઝાડ કે વેલાને ઓળખવા. ઉદા૰ તુળસી, મરવો, કપાસ, લીંબડો, આંબો, કણજી, કાકડી વગેરે.

એજ પ્રમાણે નવસાર, ગંધક, રબ્બર, ચુનો, ગંધક, વગેરેને તપાવવાથી નીકળતા ગંધ ઓળખાવવા.

૫. સ્પર્શ જ્ઞાન—આંખ મીંચીને સરખા આકારની જુદી જુદી ચીજો ઓળખવી–માટીનો, લાકડાનો અને ધાતુનો દડો; અડધો અને

પૈસો; ઢબ્બુ અને રૂપીઓ; જુદી જુદી આકૃતિઓ; સ્પર્શથી વર્ગના વિદ્યાર્થીઓને ઓળખવા; રમકડાં ઓળખવાં વગેરે.

(૨) વ્યવહાર જ્ઞાન—

- ૧. પ્રદેશનાં સામાન્ય જીવ, જંતુ, પશુ, પંખીઓની ઓળખાણ— ઉદા૦ કોયલ, હોલો, બુલબુલ, તેતર ( કાબર ), લેલાં, માંકડી ( ઘાસનો ઘોડો ) નોળીઓ, સરડો. ચો, સાંપોળીઉ, ચાકળ, સાપ ઈ૦
- ૨. જુદાં જુદાં. ધાન્યો, મસાલા. ઝાડો. છોડો અને તેનાં પાંદડાં તથા ફુલોની ઓળખાણ.
- ૩. સામાન્ય ધાતુઓની ઓળખાણ—ઉદા૦ લોઢું, તાંબુ. પિત્તળ, રૂપું, સોનું વગેરે.
- ૪. ચલણી નાણુંની ઓળખાણ
- ૫. પોસ્ટની ટીકીટોની ઓળખાણ ( એ ઉપરથી રંગપણ શીખવી શકાય ).
- ૬. રેંટીયાના મુખ્ય ભાગોની ઓળખાણ—ત્રાક. સાદી. ચમરખાં, માળ, પાંખાં. હાથો, કાળકો. કાળકી, કોકડું. ખીલી.
- ૭. રાષ્ટ્રધ્વજની. તથા મોટા દેશોની ધજાઓની ઓળખાણ-સ્વદેશી અને વિદેશીનો અર્થ.

૧૪. નિયમોનું જ્ઞાન—

કઈ બાજુથી વર્ગ બહાર નીકળવું.
કઈ બાજુથી જવું.
કોઈ આવે ત્યારે એનો કેવી રીતે સત્કાર કરવો,
પ્રણામ કેમ કરવો, ક્યારે કરવો. કોને કરવો.
જયકાર કેવી રીતે બોલવો,
આસન કેમ માંડવું.
પાટી ક્યાં ધોવી, શાવડે લૂછવી. કાંકરો ક્યાં ઘસવો,
ચોપડી કેમ ઉઘાડવી, કેમ પકડવી, કેટલે છેટે રાખવી, ઈ૦

( **સૂચના**—નિયમોનું પાલન કૃત્રિમ ન થવું જોઇએ, નિયમના પાલન પાછળ ઉમંગ, હેત, સ્વાભાવિકતા ન હોય, પણ યાંત્રિકતા હોય, તો તે પાલન નકામું છે ).

## ૫. કવાયદ-રમત

**કવાયદ**—૧. " એક બોલનાં ઉભાં થઇએ " વગેરે. હારમાં ચાલવું; સીધાં ઊભવું, ટટાર બેસવું, શાંતિ જાળવવી, પડછાયો હાલે નહિ તેવી રીતે ઉભા રહેવું કે બેસવું વગેરે. ( કોઇ પણ હુકમ વધારેમાં વધારે ત્રણ મીનીટ બદલવો ).

૨. પાણી ભરેલું પ્યાલું કે લોટી વગર ઢોળે લઇ જવું; લોટામાંથી પ્યાલામાં પાણી વગર ઢોળે રેડવું; લીંટી, પાટા વગેરે ઉપર ચાલવું.

**રમતો**—૩. દોડવાની શરત.

૪. દોડધામની રમતો: ઉદાહરણાર્થ: સાતતાળી ( દાન ): દાદીનો ઘોડો: ચલકચલાણું; ધુપ્પગંજ: મારદડી; લકડીગોદાન: અંગદ (ઊંચો) કૂદકો: હનુમાન ( લાંબો ) કૂદકો; ગજગ્રાહ ( દોરડું ખેંચવું ).

૫. બેઠી રમતો: ચણુચણ બોગરી ( બગલી ) ઈ.: ટોપી સંતાડવી: અડકો દડકો વગેરે.

## ૬. શાંતિની રમતો-

### રમતો વિષે પુસ્તકો

દેશી રમતો ( છગનલાલ ઠા. મોદી. સુરત ).

ઘરમાં રમવાની રમતો ( ગોવિંદભાઈ હાથીભાઈ )

ઘરમાં રમવાની રમતો ( વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરી )

# પહેલું ધોરણ—વર્ષ ૨ જું

**વિષયો**—૧. ભાષા ૨. લેખન ૩. આલેખન ૪. ગણિત ૫. સામાન્યજ્ઞાન ૬. કવાયદ-રમત ૭. ઉદ્યોગ.

## ૧. ભાષા

**(૧) વાચન**—મુખવાચન—શબ્દના અર્થ, જોડાક્ષરોનાં શુદ્ધ ઉચ્ચારણ સાથે.

મૂકવાચન —ચોકીઓમાં કે પાટીઆં ઉપર લખેલી આજ્ઞાઓ મનમાં વાંચી તેનો અમલ કરવો. અવાજ કર્યા વિના મનમાં પાઠ વાંચવો.

**પુસ્તકો**—૧. **રાષ્ટ્રીય વાચનમાળા પહેલી ચોપડી** (વિદ્યાપીઠ)

૨. **મોટી બ્હેન** (દક્ષિણામૂર્તિભવન, ભાવનગર),

૩. **ત્રિવેદી વાચનમાળા પુસ્તક ૧ લું** (એમ. સી. કોઠારી, કાપડીની પોળ, વડોદરા)

૪. **સરકારી વાચનમાળા પહેલી ચોપડી.**

(૨) **કવિતા**—**अ.** મોંહે આશરે ૫૦ લીટી તથા બીજી આશરે ૧૦૦ લીટી શિક્ષક સાથે ગાવી.

**પુસ્તકો**—૧. **વાચનમાળા,** અથવા

૨. **બાલવાડી** ભાગ ૧ લો, ખંડ ૨ જો. (રાષ્ટ્રીય ગ્રન્થમાળા કાર્યાલય, સુરત)

૩. **ચણીબોર** (વિદ્યાપીઠ)

પહેલે વર્ષે સૂચવેલી કવિતાઓમાંથી બાકી રહી હોય તો તેમાંથી જે યોગ્ય લાગે તે, અને નીચેમાંથી:—

મારી હેત આ તારા પડ્યા; સૂરજને નમસ્કાર; કૃષ્ણનો કજીયો [આવડી રાડ શી વિઠ્ઠલા તુજને]; ફરરાયું; બ્હાલી બ્હેન; પંખીની ટોળી; ઉંદર અને ઉંદરડી; આગગાડી; કાંગ ક્યો; પ્રલ્હાદ; માખીનું બચ્ચું; ખંભીલો કરોળીયો; આપણે આપણાં; આ ઇશ્વર તું એક છે; વિસરૂં નહિ પ્રભુ નામ.

૪. **સુંદર ભેટ** [દક્ષિણામૂર્તિ, ભાવનગર] માંથી પસંદગી.

**आ. તાળી સાથે ધૂન ગાવી**—પહેલાં વર્ષની અને તે ઉપરાંત બીજી.

**પુસ્તકો** **બાળભજન સંગ્રહ** ભા. ૧. ૨. [ચંદુલાલ કાશીરામ દવે, વનિતાવિશ્રામ પાઠશાળા અમદાવાદ]; **આશ્રમ ભજનાવલિ** (સત્યાગ્રહાશ્રમ, સાબરમતી); **આદર્શભાવના** (લાલન નિકેતન, મઢડા)

અવકાશ અને આવડત હોય તો—

**રાસ**—અથવા **સંગીતડ્રિલ**

**પુસ્તક**—**સંગીતડ્રિલ,** ગાંધર્વમહાવિદ્યાલય [મુંબાઈ—૪]

(૩). **ચિત્રવાચન**—વધારે વીગતવાળું: એકજ વિષયને લગતાં જુદાં જુદાં ચિત્રોને જોઈને એની વાર્તા કહેવી, વગેરે.

**સાધનો**—પહેલાં વર્ષ માટે જણાવેલાં સાધનો ઉપરાંત—

૧. **સંક્ષિપ્તરામાયણ**—ઇન્ડિયન પ્રેસ, અલ્લાહાબાદ

૨. **ચિત્રરામાયણ**—પંત પ્રતિનિધિ—ઔંધસ્ટેટ.

(૪) વાર્તા

**પુસ્તકો**—આગલાં વર્ષોમાં સૂચવેલાં પુસ્તકો ઉપરાંત—

૧. બાદશાહ અને બિરબલ
૨. સદ્ગુણી બાળકો [ સસ્તું સાહિત્ય, અમદાવાદ ]
૩. બાળ સદ્બોધ [ સદર ]

## ૨. લેખન

(૧) **લેખન**—વિદ્યાર્થીની ઇચ્છામાં આવે તેનું:

(૨) **અનુલેખન**—સીસાપેન અને કાંકરાથી બે લીંટી વચ્ચે-મોટા અક્ષરે-વાક્યોનું-પુસ્તકમાંથી કે પાટીયાપરથી જોઇને.

[ **સૂચના**—આગલા વર્ષના જેવી પાટી આંકેલી રાખવી ].

(૩) **શ્રુતલેખન**—પાઠોમાંના શબ્દોનું અથવા નાના વાક્યોનું

સાધન અને અવકાશ હોય ત્યાં—

## ૩. આલેખન

(૧) ચોકડીવાળી પાટીપર સીધી લીટીના આકારો; જેવા કે જુદાજુદી જાતના સાથીઆ, આરસી, સ્લેટ વગેરે.

(૨) અમુક ભાગોમાં કાંકરાવડે કે રંગની ખડી વડે જગ્યા ભરવી.

**પુસ્તકો**—[૧] રાંગોળીનાં ચિત્રોના પુસ્તકના બે ભાગ.
[ મુંબઇના કોઇપણ મરાઠી પુસ્તક વેચનારાને ત્યાં મળી શકે ]
[૨] ચોરસ ખાનાંઓની આકૃતિઓની આલેખનમાળાઓ, વગેરે.
[૩] કિન્ડરગાર્ટન પદ્ધતિનાં પુસ્તકો.

( ટીપ: આ પુસ્તકો વિદ્યાર્થીને લેવાની જરૂર નહિ; ભીંત પર ટંગાડી શકાય એવા ચિત્રો હોય તો ચાલે: અથવા એક ચોરસ આંકેલા પાટીઆપર શિક્ષક આલેખી આપે )

## ૪. ગણિત

૧. **આંક**—૩૦×૧૦=૩૦૦ સુધી અને અડધાં-પલાખાં સાથે.
પલાખાંના ઉપયોગના દાખલા.

૨. **સંખ્યાનું મંડાણ**—નવ હજાર નવસો નવ્વાણું સુધી

[ **સૂચના**—આંક નવી પદ્ધતિ શરૂઆતમાં શીખવાડવામાં આવે તોયે જુની પદ્ધતિથી પણ આવડે એ સલાહ ભર્યું છે. ]

## પુસ્તકો

૧. ૧ લાં ધોરણમાં જણાવેલાં પુસ્તકોનો આગલો ભાગ.
૨. બાળ અંકગણિત—લે. શ્રી જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ.
૩. અંકગણિત ભાગ ૧ લો—મગનલાલ ન. લાકડાવાળા, સુરત.

## ૫. સામાન્ય જ્ઞાન

બાળવર્ગના સામાન્ય જ્ઞાનના દરેક વિષય વિષે. વિશેષતઃ ચાર દિશાઓ; વજનની ઓળખ; ત્રાજવાનો ઉપયોગ; બની શકે ત્યાં ધાન્યોના છોડની ઓળખાણ; શાકોના વેલાની ઓળખાણ; ઢેફું, પત્થર અને રેતી; મિશ્ર રંગો (લીલો, નારંગી, જાંબુઓ, ગુલાબી, પોપટીયો, કાળો, તપખીરી); પશુ પંખી વચ્ચે ભેદ; વેલા, છોડ અને ઝાડની ઓળખાણ; રામ અને કૃષ્ણની વાતો; શાળા સ્વચ્છ કરાવવી; ફેરા આંટાવાળાં સહેલાં કામો કરાવવાં; શિક્ષકની ગેરહાજરીમાં વ્યવસ્થા રાખતાં શીખવવું.

## નિયમપાલન—

૬. **કવાયદ-રમતો**—દોડધામની રમતો;

પહેલા વર્ષ ઉપરાંત-દોરી કુદાવવી, ઝાડ પર ચઢવું;
શાંત રમતો;
તાલ સાથે ચાલવું;
૧ લા વર્ષના હુકમો વધારેમાં વધારે ૭ મિનિટ પળાવવા.

૭ **ઉદ્યોગ**—કાંતતાં શીખવવું.

બાગના ક્યારા સાફ કરાવવા, ઘાસ નીંદાવવું.



# બીજું ધોરણ—વર્ષ ૩ જું

વિષયો—૧. ભાષા ૨. લેખન ૩. આલેખન ૪. ગણિત ૫. ભૂગોળ
૬. સામાન્યજ્ઞાન ૭. કવાયદ–રમતો ૮. ઉદ્યોગ.

## ૧. ભાષા

(૧) વાચન—

પુસ્તક—રાષ્ટ્રીય વાચનમાળા, બીજી ચોપડી [ વિદ્યાપીઠ ]
સરકારી વાચનમાળા, બીજી ચોપડી.

(૨) કવિતા—અ. મોંઢે ૫૦ લીટી, ભાવાર્થ સાથે; બીજી ૧૨૫ લીટી સાથે;

પુસ્તકો—૧. ગણીબોર—આગલાં વર્ષ ઉપરાંત નીચેમાંથી પસંદગી—
આ પેલો ચાંદલીયો, આની તો મેઘ, પરધમચી, માતાપિતાને નમન, ગાય, લણણી, ઘડીયાળ, ગેડીદડો, હું આળસુ કે તું, ભણું તેજ ભાવે, પ્રભાતની સ્તુતિ, શણગારનો ગરબો.
૨. બાલવાડી ભાગ ૨ જો, ખંડ ૧ લો.
૩. સુંદર સેઠ.

આ. સહેલાં ભજન–ધૂન, તાલ સાથે.

આવડત અને અવકાશ હોય તો—

ઇ. રાસ અને ડ્રીલ આગળ.

(૩) વાતાં—કહેવી અને કહેવડાવવી.

વિશેષ પુસ્તકો—૧. બાળકોનો આનંદ ભા. ૧–૨ [ ગુજરાતી પ્રેસ ]
૨. મીઠી મીઠી વાતો.
૩. નીતિ શિક્ષણ.
૪. બાલક માળા.
૫. શિશુસદ્બોધમાળા.

( સૂચના—જે વાતો વિદ્યાર્થી સમજી શકતા નથી, અથવા એનો રસ લઈ શકતા નથી એવું લાગે, તો તે કહેવી નહિ; અને એનો અનુભવ કાર્યાલયમાં લખી મોકલશો )

## ૨. લેખન

**(૧) અનુલેખન**—અનુલેખનમાળા (જોશીની કું. ઓફ.) મણકો ૧ લો. પાટી ઉપર અથવા બેવડી લીટીમાં આંકેલા કાગળ પર પેનસિલથી જોઇને લખવું.

**(૨) શ્રુતલેખન**—વાક્યો–બે લીટી.

સાધન અને અવકાશ હોય ત્યાં—

## ૩. આલેખન

(૧) ચોરસના ખૂણા જોડી આકાર બનાવવા.

(૨) સીસોટી, આરસો, પાટી, કાંસકી, ધ્વજ, લોટી, ખડીયો, તરાપો, ડુંગળી, કાકડી, પીંપળાનું પાન, સુરજમુખી ફુલ, બીજનો ચંદ્ર, ઘંટી વગેરે-માંથી દશ ચિત્રો.

**પુસ્તક**—ઉસમાન બચલની અને એવી બીજી ચિત્રપોથીઓ.

## ૪. ગણિત

**(૧) આંક**—પાયાં, દોઢાં, અઢીઆં.

**(૨) પલાખાં**—અને આંકના ઉપયોગના હિસાબ.

**(૩) મંડાણ**—લાખ સંખ્યા સુધીનું.

**(૪) દાખલા**—લાખ સુધીના જવાબ આપે એવા સરવાળા, ગુણાકાર, ઉતરતી ભાંજણી; બાદબાકી અને બે આંકડાના ભાગાકાર.

[ **કોષ્ટકો**—દેશી–નાણાનું, તોલનું, લંબાઇનું, વિદેશી લંબાઇનું ( ઇંચ, ફુટ, અને વાર સુધી ) ].

**પુસ્તક**—આગળ સૂચવેલાં પુસ્તકોના આગલા ભાગ.
લાલશંકરનું નાનું ગણિત.

## ૫. ભૂગોળ

દિશાઓ, ડુંગર, નદી, તળાવ, બાગ, ગામડું, શેહેર, વાવકુવા, એની ઓળખાણ; શાળાના ગામની ભૂગોળ; આસપાસીના નકશા દ્વારા ગુજરાતનાં જાણવા જેવાં યાત્રા વગેરેનાં સ્થળોના રસ્તા બનાવવા.

**સાધનો**—હિંદુસ્તાનનો નકશો, જેમાં ગૂજરાતના ભાગો સ્પષ્ટ હદમાં બતાવ્યા હોય તેવો;

ગુજરાતનો આગગાડીનો નકશો.

## ૬. સામાન્ય જ્ઞાન

(૧) ઇંદ્રિયોની કેળવણી—

નજરે જોઇને નાની સીધી લીટીઓ વગેરેના બે ભાગ કરવા, ચાર ભાગ કરવા; વજન ઓળખવું; નાની નાની લંબાઇનો અંદાજ કરવો.

સીધી લીટી દોરવી;

નીચી ઊંચી જગ્યા પારખવી;

(સાધન હોય તો સપ્ત સ્વર પારખવા.)

જુદા જુદા અક્ષરોના ઉચ્ચાર મુખના કયા ભાગમાંથી નીકળે છે તે પારખવું;

સ્પર્શથી વજન ઓળખવું; મોટા કોરેલા અક્ષરો ઓળખવા;

ગંધથી બળતી વસ્તુઓ પારખવી—ઇ૦

આછી ગંધ પારખવાની ટેવ પાડવી.

ઓછો સ્વાદ પારખવાની ટેવ પાડવી.

(૨) **વ્યવહારજ્ઞાન**—

આપણા મહીનાનાં નામ, પક્ષનાં નામ અને ઓળખાણ; તિથિઓ, ઋતુઓ; નીચેના તહેવારો—

શિવરાત્રી, હોળી, રામનવમી, બળેવ, જન્માષ્ટમી, દશેરા અને દીવાળી;

તોલતાં આવડવું; (ત્રાજવાની દોરી દાંડીપર ચઢવાથી તોલમાં થતા ફરક પર ધ્યાન જવું);

વજન ઓળખવાં;

ગામનાં ઝાડો, વેલાઓ, છોડવા, શાક, ભાજી, ધાન્ય, ફળ, ફુલ, જાતજાતનાં વાસણો, પશુ, પંખી, પોશાક, અવયવો, પોતાનાં પુસ્તકો, સાહિત્યો, કપડાંલત્તાં વગેરેની યાદી કરાવવી.

ઘડીયાળ જોતાં આવડવું.

(૩) **નિયમોનું જ્ઞાન**—

સમય-પત્રક સમજતાં અને તે પ્રમાણે વર્તતાં આવડવું.

શાળાનો વાડો સાફ કરાવવો.

અલ્પ મહેનતનાં કામ કરાવવાં.

શૌચ, ખાવા-પીવા, દાતણ કરવાની નિયમિતતાના ફાયદા સમજાવવા.

## ૭. રમત-કવાયદ

**કવાયદ**—'સંઘવ્યાયામ', પાઠ ૧ લો. (પ્રો. માણિકરાવ, જુમ્માદાદા વ્યાયામ-શાળા, વડોદરા).

રમતો—ગ્રાહ-ગજ (દોરડું ખેંચવા) જેવી રમતોમાં સાથે બળ કરવાથી અને અવ્યવસ્થિત બળ કરવાથી હારજીતમાં થતો ફરક સમજાવવો.

શરતો—દોડવાની, કુદવાની, એક આસન ઓછું રાખી તે ઉપર બેસવાની વગેરે.

## ૮. ઉદ્યોગ

**કાંતણ**—કાંતવાની ઝડપ વધારવી; માળ કરવી; સાડી ચઢાવવી; હાથો બેસાડવો ઈ૰

**શિવણ**—ફાંક ભરવી, ઓટલું.

# ત્રીજું ધોરણ-વર્ષ ૪ થું.

**વિષયો**—૧. ભાષા ૨. લેખન ૩. આલેખન ૪. ગણિત ૫. ભૂગોળ ૬. સામાન્યજ્ઞાન ૭. કવાયદ-રમત ૮. ઉદ્યોગ.

## ૧. ભાષા

(૧) **વાચન**—પહેલા ભાગ જેટલા પાઠો,

**પુસ્તક**—સરકારી ત્રીજી ચોપડી.

(૨) **ઇતર વાચન**—આશરે ૬૦ પાનાં.

**પુસ્તકો—૧. નીતિ વાચનમાળા**—ભા. ૧-૯.

૨. **બાળવાર્તા**—ગંગાપ્રસાદ વૈષ્ણવ.

૩. **જીવનદોરી,** સત્ય વિના બીજું કશું નથી, માણસ કેટલી જમીનનો માલીક હોઇ શકે; મૂરખરાજ વગેરે વાર્તાઓ [ ગાંડીવ સાહિત્યમંદિર, સુરત ].

૪. **બાળવાર્તાઓ**—( દક્ષિણામૂર્તિ, ભાવનગર ).

(૩) **કવિતા**—મોંઢે ૧૦૦ લીટી; સાથે ૧૫૦ લીટી.

**પુસ્તકો—**

૧. **રાયણ**માંથી નીચેનાં કાવ્યોમાંથી પસંદગી:—હાલરડું, જયગાન, કોયલ બ્હેનાં, મહેનત વિષે, પશુઓનું પંચ, ઊંટ કહે, પાલી મગ, કણજર કાકો, **લેલી, મહેમાની.**

૨. **સુંદર ભેટ**—આગળ થઇ ન હોય તેવી.

૩. **બાલવાડી**—ભા-૨ જો, ખંડ ૨ જો,

(૪) **વાર્તાઓ**—મહાભારત રામાયણની વાતો; ઐતિહાસિક વાતો.

**પુસ્તકો—હાસમાળા, રત્નમાળા, કૌતુકમાળા** અને **બોધવચન** ( ગણેશજી જેઠાભાઈ ), **ડોશીમાની વાતો** ( સૌરાષ્ટ્ર મુદ્રણાલય ), **કુરબાનીની કથાઓ** ( સૌરાષ્ટ્ર મુદ્રણાલય ).

(૫) **વ્યાકરણ**—અક્ષરવિચાર; શબ્દ અને વાક્ય, નામ, સર્વનામ, **સકર્મક** અને અકર્મક ક્રિયાપદ.

**પુસ્તક—લઘુવ્યાકરણ** ભા-૧ લો, પાઠ ૧ થી ૫ ( કમળાશંકર ત્રિવેદી )

## ૨. લેખન

(૧) **અનુલેખન**—અનુલેખનમાળા, મણકો ૨ જો.
પેનસિલ વડે બેવડી લીટીમાં આંકેલા કાગળપર પુસ્તકમાં કે પાટીયાંપર જોઇને લખવું.

(૨) **શ્રુતલેખન**—વાક્યો. ૩ લીટી.-મુખ્ય વિરામચિહ્નો માંડીને.

(૩) **નિબંધલેખન**—વાર્તાલેખન, જોયેલી વસ્તુઓ અથવા બનાવોનું સ્મૃતિ-લેખન, નજર આગળનાં ચિત્રનું વર્ણન.

સાધન અને અવકાશ હોય ત્યાં—

## ૩. આલેખન

**કશચિત્રો**—પદાર્થ, વનસ્પતિ, પ્રાણીઓ ( નકલીટી ).

**સાધનો**—ઉસમાન બચલની ડ્રોઇંગની ચોપડીઓ, પરિકાર ( કંપાસ ) અને અંકિત આંકણી ( ફુટપટ્ટી ) નો વપરાશ; ભીના રંગનો વપરાશ.

## ૪. ગણિત

(૧) **આંક**—પોણા અને સવાયા (૨) **કોષ્ટકો**—તોલ-માપનાં ( દેશી તથા ઇંગ્રેજી ); વિલાયતી નાણાં અને તોલનાં-(૩) **પલાખાં**—આંક અને કોષ્ટકોનો ઉપયોગ થાય એવાં. (૪) **ગણિત**—ચડતી બાંજણી, વિવિધ પરિમાણના સરવાળા, ગુણાકાર, બાદબાકી અને ભાગાકાર, આણપાણના સરવાળા, બાદબાકી.

## ૫. ભૂગોળ

ગામની આસપાસનો પ્રદેશ; અને ગૂજરાત પ્રાન્ત હિન્દુસ્થાનના નકશામાંથી

**પુસ્તકો**—અંજારીયા, વખારીયા કે અમીધર દેસાઈની ભૂગોળના યોગ્ય ભાગ.

## ૬. સામાન્યજ્ઞાન

ત્રીજી ચોપડીના ત્રીજા ભાગના પાઠો:

સ્વચ્છતાના નિયમોનું જ્ઞાન;

ફળીઉં સાફ રાખવું; કપડાં ધોવાં; સામાન્ય મહેનતનાં કામ કરવાં શાળાની કોઇ વ્યવસ્થામાં ભાગ.

## ૭. કવાયદ-રમત

(૧) **કવાયદ**—સંઘવ્યાયામ, પાઠ ૨ જો.

(૨) **વ્યાયામ**—નાનાં મગદળ,

(૩) **રમતો**—દેશી-જેવી કે આટાપાટા, ખોખો. હુતુતુ

(૪) **પર્યટન**—ટુંકી મુસાફરી

## ૮. ઉદ્યોગ

(૧) **કાંતણ**—ઝડપ વધારવી. પુણી બનાવવી ( પીંજણ નહિ ), સુતર ઠરડવું.

(૨) **શિવણ**—મોટા રૂમાલની કોર ઓટવી; થીગડું દેવું, કેસ ( ક્યાસ, કાચ, ગાજ ) કરવા; જાળીવાળી કોર બાંધવી.

# ચોથું ધોરણ–વર્ષ ૫ મું

**વિષયો**—૧. ભાષા ૨. લેખન ૩. આલેખન ૪. ગણિત ૫. ભુગોળ ૬. ઇતિહાસ ૭. સામાન્યજ્ઞાન ૮. રમત–કવાયદ ૯. ઉદ્યોગ.

## ૧. ભાષા

(૧) **વાચન**—૧૦૦ પાનાં

**પુસ્તકો**—(૧) સરકારી ચોથી ચોપડી, મહાત્માઓનાં ચરિત્રો [ દક્ષિણામૂર્તિભવન ]

(૨) **ઇતર વાચન**—આશરે ૭૫ પાનાં–આગલાં વર્ષોમાંથી વાર્તા કહેવા માટે સૂચવેલાં પુસ્તકોમાંથી પસંદગી.

(૩) **કવિતા**—મોંઢે ૧૨૫ લીટી સાથે ૨૦૦ લીટી.

**પુસ્તકો**—(૧) **શચણ** ( વિદ્યાપીઠ ) માંથી નીચેમાંથી પસંદગી.

નાગદમન, કૃષ્ણસુદામાની ભેટ, ચંદા, ફરિયાદ, ભાઇ ને બ્હેન, માનો ગુણ, દેશભક્તની યાચના, સ્વદેશ પ્રીતિ, વીર પુરુષ, સવારનું વર્ણન, એક પ્રવાસ, ખેડુત, મધમાખી, બળદ, ઈશ્વરસ્તુતિ, માબાપના ગુણ, મહેનત વિષે, સપુત કોણ, કપુત કોણ, અદેખા વિષે, કરી દેખાડવું તારો, પોલું છે તે વાગે છે, કુહાડી, પડઘા વિષે, ટેકચંદ શાહ, પ્રાર્થના, દાદમ લૂમે ઝૂમે છે, લોબડી.

(૨) ગુજરાતી કવિતા–પ્રથમ વર્ષ માટે ( દક્ષિણામૂર્તિભવન–ભાવનગર, )
(૩) **બાલવાડી** ભાગ ૩ જો, ખંડ ૧ લો.
(૪) મધુબિન્દુમાંથી ઉપલા ધોરણે પસંદગી.
(૫) ગોપકાવ્યો.
(૬) કવિ–વાણી, ભાગ ૧ લો ( વીલે–પાર્લે સાહિત્યસભા ).

(૪) **ઇતર કાવ્યવાચન**—

**પુસ્તકો**—(૧) બાળભજનસંગ્રહ, ભા–૧–૨.
(૨) અજવાળી રાત.
(૩) વીરપસલી.

(૫) **વ્યાકરણ**—કમળાશંકર ત્રિવેદીનું 'લઘુ વ્યાકરણ' ભા–૧ લા જેટલું પુરૂં.

## ૨. લેખન

(૧) **અનુલેખન**—અનુલેખન માળા મણકા ૩ જો અને ૪થોઃ બેવડી લીટીમાં શાહીથી લખવું.

(૨) **શ્રુતલેખન**—૫ લીટી ગૂજરાતી તથા દેવનાગરી લીપીમાં.

(૩) **નિબંધલેખન**–નાની ચિઠ્ઠીઓ લખવી,વાર્તાલેખન,સ્મૃતિથી સહેલાં વર્ણન.

સાધન અને અવકાશ હોય ત્યાં—

## ૩. આલેખન

(૧) આગળનાં દશેક ચિત્રો (૨) મિનાલેખન ( પ્રૅક્ટિકલ જ્યોમેટ્રિ ), રંગ સાથે.

## ૪. ગણિત

આણુપાણુના ગુણાકાર અને ભાગાકાર (ગુણક અને ભાજકમાં આના ન આવે એવા ), ગુરુતમ સાધારણ અવયવ અને લઘુતમ સાધારણ અવયવી અપૂર્ણાંકના સાદા સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર: ગુણોત્તર અને પ્રમાણનું પ્રાથમિક જ્ઞાન આપીને સમત્રિરાશિ.

## ૫. ભૂગોળ

ગૂજરાતની સવિસ્તર, અને હિંદુસ્થાનની રૂપરેખા.

**પુસ્તકો**—આગલા વર્ષોમાં સૂચવ્યાં છે, તેના આગલા ભાગ.

## ૬. ઇતિહાસ

ગૂજરાતના ઇતિહાસની વાતો.

**પુસ્તકો**—શ્રી છગનલાલ ઠા. મોદી ( સુરત ), અથવા શ્રી. વલભભાઇ પટેલ, અથવા શ્રી. નાનચંદ વખારીયા ( જુનાગઢ ) નાં રચેલાં પુસ્તકો અથવા રાસમાળા ભા–૧–૨ ને આધારે.

## ૭. સામાન્ય જ્ઞાન

(૧) સરકારી ૪થી ચોપડીમાંના ભાગ ત્રીજાના પાઠોઃ .

તથા નીચેનાં પુસ્તકોને આધારે—

[૧] **સામાન્યજ્ઞાન પ્રશ્નમાળા અને તેના ખુલાસા** (છગનલાલ ઠાકોરદાસ મોદી, સુરત).

[૨] **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન** (મહાત્મા ગાંધી, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય).

[૩] **સામાન્ય ઘરગથુ ઉપાયો.**

## ૮. કવાયદ–રમત

(૧) **કવાયદ**—સંઘવ્યાયામ, પાઠ ૩ જો.

(૨) **વ્યાયામ**—મગદળ, બેઠક (સાધન અને જાણકાર હોય ત્યાં એની સૂચના મુજબ વિશેષ)

(૩) **રમતો**—આગલાં વર્ષની પદ્ધતિસર

(૪) **પર્યટન**—મુસાફરીઓ

## ૯. ઉદ્યોગ

(૧) **વણાટ**—કપાસ લોઢવો, નાની પીંજણથી પીંજવું, પુણીઓ કરવી.

(૨) **બાગકામ**—

(૩) **શિવણ**—બટન, થેલી, ટોપી કરવી.

# પાંચમું ધોરણ–વર્ષ ૬ ઠું

**વિષયો**—૧. ગૂજરાતી ૨. હિંદુસ્તાની ૩. ગણિત ૪. ભૂગોળ ૫. ઇતિહાસ ૬. સામાન્ય જ્ઞાન ૭. ઉદ્યોગ.

## ૧. ગૂજરાતી

(૧) ગદ્ય—વાચન, અર્થ અને શ્રુતલેખન સાથે પાઠ ૩૦.

**પુસ્તકો**—(૧) સરકારી પાંચમી ચોપડી

(૨) ત્રિવેદી વાચનમાળા પાંચમી ચોપડી

(૩) બાળ-મિત્ર

ઇતર વાચન માટે આગલા વર્ષોમાં વાર્તા કહેવા ઉપયોગમાં લીધેલી હોય તે પૈકી યોગ્ય ચોપડી.

(૨) **કવિતા**—મુખપાઠ ૨૦૦ લીટી; સાર્થ ૪૦૦ લીટી.

**પુસ્તકો**—(૧) સરકારી વાચન માળા—મુખપાઠ માટે નીચેમાંથી પસંદગીઃ-

(૨) પાઠ ૧૨, ૨૪, ૪૪ અનુવાદ માટે–પાઠ ૭, ૧૨, ૨૪, ૩૦. ૪૪

**પુસ્તકો**—(૧) **રાયણમાંથી** (આગલાં વર્ષમાં ન શીખવાઇ હોય તેમાંથી અથવા નીચેમાંથી)—

વળામણું, થઇ મરણીયા ધસવું, કુંભકર્ણ, સદ્‌વિદ્યા, મોગરો ને કાચ, સર્વ સરખું નથી, ટેવ, નાકે ન મૂકે, જુદું જગત, મૂછ કે પૂછ, બોલ, હલેસાં, દશાનન, બાપાની પીપર, જોવા જોગ જેવી ગુજરાત, સુદામા–ચરિત્ર, કર્મી સાપ ને ઉદ્યમી ઉંદર, પસ્તાવો, બગલાની વાર્તા, રાજબીજ, દરબારમાં કણબી, ગોપીચંદનો રાસડો, હાલરડું.

(૨) **ગુજરાતી કવિતા**—દ્વિતીય વર્ષ માટે (દક્ષિણામૂર્તિ વિદ્યાલય ભાવનગર)

(૩) **વ્યાકરણ**—ત્રિવેદીકૃત લઘુવ્યાકરણ ભાગ બીજાના પાઠ ૧ થી ૮ જેટલું

(૪) **સુલેખન**—અનુલેખનમાળા મણકો ૫ મો.

*એવડી લીંટીવાળી ચોપડીમાં સારા અક્ષરે લખવું.*

(૫) **નિબંધલેખન**—કોઇક વાંચેલા પાઠને સાર; પરિચિત મનુષ્યનું જીવન –જેવા કે હરિશ્ચંદ્ર, રામ, ગાંધી વગેરે, પત્રલેખન.

## ૨. હિંદુસ્તાની

**વાચન**—લેખન સાથે

**પુસ્તકો**—(૧) સુબોધિની વાચનવાળા ભા. ૧લો (પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ, અમદાવાદ), અથવા

(૨) રાષ્ટ્રીય શિક્ષાવલી

## ૩. ગણિત

અપૂર્ણાંકનો મહાવરો, સમ અને વ્યસ્ત ત્રિરાશી, બહુરાશિ, સાદું વ્યાજ (માત્ર વ્યાજ કાઢવાના સહેલા દાખલા), નફો ટોટો (સાદા દાખલા)

**પુસ્તકો**—આગળ સૂચવ્યાં છે તે ઉપરાંતઃ—

લાકડાવાળા, કાંટાવાળા કે લાલશંકર ત્રવાડીનું અંકગણિત.

## ૪. ભૂગોળ

હિંદુસ્તાન અને બૃહદ્ આર્યાવર્તની ખાસ; દુનિયાની રૂપરેખા.

**પુસ્તકો**—આગળ સૂચવ્યાં છે તે ઉપરાંત 'દિવાનજીની **માધ્યમિક ભૂગોળ ભા. ૧.**

## ૫. ઇતિહાસ

**પુસ્તકો—આપણા દેશનો ઇતિહાસ ભા. ૧. ૨. (દક્ષિણામૂર્તિ વિદ્યાલય, ભાવનગર)**

## ૬. સામાન્ય જ્ઞાન

**રાજકારણ—આટલું તો જાણજો—ભાગ—૧** માંથી નીચેનાં પ્રકરણો:—

રાજ્યપદ્ધતિઓ, નોકરશાહી, મહાસભા (૧), મહાસભા (૨), અસહકાર, સ્વદેશી, અસ્પૃશ્યતા, હિંદુમુસલમાન એકતા, ગોરક્ષા અને સ્વરાજ્ય

**આરોગ્યવિજ્ઞાન પુસ્તકો**—આગળ સૂચવેલાં પુસ્તકો ઉપરાંત—

(૧) **પાંચમી ચોપડીના** શરીર વિજ્ઞાનના પાઠો.

(૨) **'માનવ દેહધર્મવિદ્યા અને આરોગ્યવિજ્ઞાન'** લેખક—**ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા** તથા **કલ્યાણરાય નથુભાઇ જોશી**, પ્રકાશક—એમ. સી. કોઠારી, વડોદરા.

(૩) **આરોગ્ય વિજ્ઞાન**—લે. રામચંદ્ર મહાદેવ જોશી (મૅકમિલન કું.)

**સમાજ શાસ્ત્ર**—વર્ણાશ્રમ વ્યવસ્થા

## ૭. ઉદ્યોગ

જુઓ પરિશિષ્ટ

# છઠ્ઠું ધોરણ—વર્ષ ૭ મું

**વિષયો**—૧. ગૂજરાતી ૨. હિંદુસ્તાની ૩. ગણિત અને નામું. ૪. ભૂગોળ ૫. ઈતિહાસ ૬. સામાન્ય જ્ઞાન ૭. ઉદ્યોગ

## ૧. ગૂજરાતી

(૧) **ગદ્ય**—પાનાં ૭૫ થી ૯૦ ભાવસહ વાચન, અર્થ અને શ્રુતલેખન સહ.

**પુસ્તકો—૧. નીતિ શિક્ષણ**

**૨. સરકારી વાચનમાળા છઠ્ઠી ચોપડી.**

**૩. ત્રિવેદી વાચનમાળા છઠ્ઠી ચોપડી.**

ઇતરવાચન માટે આગલાં ધોરણોમાં વાર્તા કહેવા માટે લીધેલી હોય તે પૈકી કોઈ યોગ્ય ચોપડી

(૨) ગદ્ય—મુખપાઠ ૨૦૦ લીટી; સાર્થ ૪૦૦ લીટી.

**પુસ્તકો**—(૧) **વાચનમાળા**

(૨) સામળ તથા દલપતસારમાંથી પસંદગી
( **દલપતસાર**—ગુજરાત સાહિત્ય સભા બ્હાર પાડશે ).

(૩) **ગુજરાતી કવિતા**—તૃતીય વર્ષ માટે ( દક્ષિણામૂર્ત્તિ વિદ્યાલય, ભાવનગર).

(૪) **પદ્યપાઠ સંગ્રહ ભાગ ૧ લો**—સંપાદક—કેશવ હ. ધ્રુવ તથા ડાહ્યાભાઈ પિ. દેરાસરી ( મેકમિલન કું. )

(૩) **વ્યાકરણ**—ત્રિવેદીકૃત લઘુવ્યાકરણ ભાગ ૨ જો પૂરો.

(૪) **લેખન**—અનુલેખનમાળા મણકો છઠ્ઠો. એકવડી લીટીવાળી ચોપડીમા સારે અક્ષરે લખવું.

(૫) **નિબંધ**—કોઇક વાંચેલી વાર્તા, કે ચોપડી કે આખ્યાનનો સાર, પત્ર લેખન, ભાડા ચિઠ્ઠી, ગણોતપટ્ટા, હુંડી વગેરે લખવા.

## ૨. હિંદુસ્તાની

**પુસ્તકો**—(૧) **સુબોધિની વાચનમાળા ભા. ૨ જો.**

(૨) **રાષ્ટ્રીય શિક્ષાવલી ભા. ૨ જો.**

## ૩. ગણિત અને નામું

(૧) **ગણિત**—સાદું વ્યાજ પુરૂં, પાંતિ, દશાંશ અપૂર્ણાંક, ચક્રવૃદ્ધિ વ્યાજ ( માત્ર વ્યાજ કાઢવું ); શેર, લોન, હુંડીયામણ, વળતર, પંતીયાળું.

(૨) **નામું**—રોજમેળ ( અથવા રોકડમેળ અને નોંધ ), ખાતાવહી.

**પુસ્તકો**—પ્રેમચંદ કરમચંદ શાહનું અથવા છગનલાલ લલ્લુભાઇનું 'દેશી નામા' વિષેનું પુસ્તક.

## ૪. ભૂગોળ

દુનિયાની પ્રાકૃતિક ભૂગોળ અને ખગોળ સાથે.

**પુસ્તકો**—આગળ પ્રમાણે.

## ૫. ઈતિહાસ

**રજપૂતોનો ઈતિહાસ**—'મેવાડની જાહોજલાલી' અથવા એવું કોઇ બીજું પુસ્તક

**મરાઠા સમય અને ઈ. સ. ૧૮૧૮ સુધીનો બ્રિટિશ સમય**—માત્ર મુખ્ય વીગતો.

## ૬. સામાન્યજ્ઞાન

**રાજકારણ**—આટલું તેઃ જાણવું ભા. ૧ લો પુરો.

**આરોગ્ય-વિજ્ઞાન**—છઠ્ઠી ચોપડી પ્રમાણે, અથવા એટલું કોઇ બીજાં પુસ્તકને આધારે.

**સમાજ શાસ્ત્ર**—વર્ણ અને આશ્રમના ધર્મો, ગૃહ પ્રત્યે, ગામ પ્રત્યે, અને સમાજ પ્રત્યેનાં મનુષ્યનાં કર્તવ્યો, પુરુષાર્થો.

**શિક્ષણ શાસ્ત્ર**—શ્રી. ગિરજાશંકર બધેકા કૃત વિદ્યાર્થિઓને ઉપયોગી પુસ્તકો ( એ પ્રસિદ્ધ કરશે ).

## ૭. ઉદ્યોગ

પરિશિષ્ટમાં જણાવ્યા મુજબ

# સાતમું અથવા શાલાન્ત ધોરણ-વર્ષ ૮ મું

**વિષયો**—૧. ગૂજરાતી ૨. હિંદુસ્તાની ૩. ગણિત અને નામું ૪. ભૂગોળ ૫. ઈતિહાસ ૬. સામાન્યજ્ઞાન ૭. ઉદ્યોગ.

## ૧. ગૂજરાતી

(૧) **ગદ્ય**—વાચન, લેખન, અને શ્રુતલેખન વિરામચિહ્નો મૂકવાની સમજણ સાથે.

**ભલામણ કરેલાં—પુસ્તકો—(૧) સાતમી ચોપડી**—સરકારી

(૨) ,, —ત્રિવેદી

(૩) **સીતાહરણ** ( નવજીવન પ્રકાશન મંદિર )

(૪) **રામાયણ તથા મહાભારતનો સાર** ( નર્મદા )

(૫) **રામ અને કૃષ્ણ** ( નવજીવન પ્રકાશન મંદિર )

(૨) **પદ્ય**—૨૦૦ લીટી મુખપાઠ; ૫૦૦ લીટી સાર્થ.

**પુસ્તકો—(૧) વાચનમાળા** અથવા નીચેનામાંથી પસંદગી

(૨) **શામળ**

(૩) **દલપતસાર**

(૪) **કવિવાણી** ( વિલેપાર્લે સાહિત્ય સભા )

(૫) **પદ્યસંગ્રહ** ( હિં. ગ. અંજારીયા )

(૬) **સાહિત્યરત્ન**

(૩) **વ્યાકરણ**—ત્રિવેદી કૃત લઘુવ્યાકરણના બે ભાગ પૂરા, અને તે ઉપરાંત ત્રિવેદીના મધ્ય વ્યાકરણમાંથી કેટલીક પૂરવણી.

(૪) **નિબંધલેખન**—વર્ણનાત્મક, પરિચિત અને સ્હેલા વિષયોપર ચર્ચાત્મક, ચરિત્રાત્મક વગેરે.

(૫) **લેખન**—પોતાની ચોપડીમાં સારે અક્ષરે લખવું;

ઝડપથી સારે અક્ષરે લખવા ટેવ પાડવી;

વગર લીટીના પુસ્તકમાં લખવા ટેવ પાડવી.

## ૨. હિંદુસ્તાની

(૧) **વાચન** પાનાં ૫૦—(૧) સુબોધિની વાચનમાળા ભાગ ૩ જો; અથવા

(૨) રામદાસ ગૌડ કૃત દુસરી પોથી.

કાવ્ય પરિચય સાથે.

(૨) **ઇતરવાચન**—ઇન્ડિયન પ્રેસ, અલ્લાહાબાદનું 'બાલ-સખા' જેવું માસિક.

(૩) **વ્યાકરણ**—હિંદી-ગૂજરાતી-શિક્ષા-લે. શ્રીરામ રામપ્રસાદ શર્મા ( બુદ્ધાચં સિદ્ધિ )-જેવું.

## ૩. ગણિત

(૨) આગલા વર્ગોનું પુનરાવર્તન, તથા વર્ગમૂળ, ક્ષેત્રમાપન, ક્ષેત્રફળ, પૃષ્ઠફળ, ઘનફળ, સરાસરી, વીમા, કમીશન ઇ૦

(૨) **નામું**—રોજમેળ, ખાતાવહી, કાપી વ્યાજ, હુંડી લખવાની રીત, હવાલા પાડવા, વર્ષ આખરનો હિસાબ કાઢવાનાં મૂળતત્ત્વો.

## ૪. ભૂગોળ

દુનિયાની ભૂગોળ સાથે વિશેષ પરિચય.

**પુસ્તકો**—આગળ પ્રમાણે—

## ૫. ઇતિહાસ

હિંદુસ્તાનનો ઇતિહાસ-સરળ

## ૬. સામાન્યજ્ઞાન

**રાજકરણ**—આટલું તો જાણજો, તથા હિંદ કેમ પાયમાલ થયું?

**આરોગ્યવિજ્ઞાન**—

પુસ્તકો—૧. **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**—મ. ગાંધી.
૨. **ગરીબોનો વૈદ**

**સમાજશાસ્ત્ર**—વેદ ધર્મ, અને સંપ્રદાયો, જૈનધર્મ, બૌદ્ધધર્મ, મુસલમાન અને ખ્રિસ્તી ધર્મ વિષે સામાન્ય માહિતિ; સ્વદેશી ધર્મ, નાગરિકતા; ગૃહસ્થધર્મ, આચારધર્મ,

**આધાર લેવાં યોગ્ય પુસ્તકો**—(૧) **હિંદુધર્મની બાળપોથી**–આનંદશંકર બા. ધ્રુવ
(૨) **ધર્મવર્ણન**— ,,
(૩) **સ્વદેશીધર્મ**—દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર
(૪) **મોહમ્મદ પયગમ્બર**—દક્ષિણામૂર્તિ વિદ્યાલય
(૫) **ઈશુખ્રિસ્ત** ( નવજીવન )
(૬) **બુદ્ધ અને મહાવીર** ( નવજીવન )
(૭) **પાઠ સંચય** ( વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થવાના )

**વિજ્ઞાન**—ખગોળ- ભરતી-ઓટ, ચંદ્રકળા, ચોમાસું, પાંચમી, છઠ્ઠી અને સાતમી ચોપડીના વિજ્ઞાનના પાઠો.

## ૭. ઉદ્યોગ

પરિશિષ્ટ પ્રમાણે.

# પરિશિષ્ટ

## ઔદ્યોગિક અભ્યાસક્રમ

છેલ્લાં ત્રણ વર્ષમાં નીચેમાંથી એક વિષયનું વ્યવહારૂ અને એક વિષયનું શાસ્ત્રીય જ્ઞાન વિદ્યાર્થીને થવું જોઇએ.

( ૧ ) ખેતી ( ૨ ) વણાટ ( ૩ ) સુથારકામ ( ૪ ) શિવણ-કામ ( ૫ ) વ્યાયામ ( ૬ ) અથવા તે ઉપરાંત કોઇ બીજા ઉદ્યોગ, સ્થાનિક અનુકૂળતા મુજબ.

વિદ્યાર્થીનો જે ધંધો હોય તેનું વ્યવહારૂ જ્ઞાન એને ઘેર એહાં મળતું હોવ તો એનું શાસ્ત્રીય જ્ઞાન માત્ર શાળામાં મળે તો ચાલે.

**શાસ્ત્રીય જ્ઞાન માટે ઉપયોગી થઇ શકે એવાં પુસ્તકો—**

**ખેતી**—અંજારીયા કૃત પુસ્તકોમાંથી એક નાનકડા પુસ્તકની પસંદગી

**વણાટ**—વણાટશાસ્ત્ર—સત્યાગ્રહાશ્રમ

,, —તારાચંદ પોપટલાલ અડાળજા.

—દેશી રંગ—સત્યાગ્રહાશ્રમ

**શિવણકામ**—( ૧ ) શિવવા વેતરવાની કળા ( ૨ ) શિવણ ગૂંથણકળા

## અભ્યાસક્રમ.

### વર્ષ ૧ લું.

જાત મહેનતના સર્વે ધંધાદારીઓને નીચે પ્રમાણે સામાન્ય જ્ઞાન અવસ્ય હોવું જોઈયેઃ

(૧) **યંત્રશાસ્ત્ર** ( Mechanics )--શક્તિ અથવા બળ, કાર્ય (Work), અશ્વબળ ( horse-power ), યંત્રોની કાર્યશીલતા, શક્તિનું એકી-કરણ, પૃથક્કરણ, અને સ્તંભન (parallelograms and triangles of forces, and resultant and anti-resultant forces )

( ૨ ) **કારીગરી--સુથારી** ઓજારોનો પ્રયોગ અને વ્યવહાર—ચીરવું, રંદો મારવો, જોડવું, ખરાદવું, સામાન્ય ફર્મા બનાવવા, ફર્માને માટે ઉપયોગી લાકડું પસંદ કરવું.

**લુહારી** ઓજારોનો પ્રયોગ અને વ્યવહાર—ભટ્ટી કરવી, ટીપીને લાંબુ કે પાતળું કરવું, અથવા ટૂંકું ને જાડું કરવું; તાવ ચઢાવવો, વાળવું, છિદ્ર પાડવું, પાણી દેવું; નકામા ટુકડાઓમાંથી ગોળ કે ચોખુણી કડી બનાવવી, છીદ, શારડી, ફરશી, ખીલા, ચાવી જેવી સાદી ચીજો બનાવવી.

( ૩ ) ધંધાઓમાંથી કોઈપણ એકની પ્રાથમિક શરૂઆત

## વર્ષ ૨ જું–એક વિષય

### ( ૧ ) ખેતી

૧. જમીનના પ્રકાર–રેતી, માટી, સેન્દ્રિય પદાર્થનું પ્રમાણ

૨. જમીનની બનાવટ–પાણીના પ્રસારાથી, કાંપથી, વહેતાં અને બંધીયાર પાણીથી; જુદા જુદા પ્રકારની વનસ્પતિથી, અને જમીનનાં જીવડાંથી થતા ફેરફાર.

૩. જમીનના પ્રાકૃતિક ધર્મ–હલકી કે ભારે, ચીકાશ, છિદ્રાળુપણું, પાણી રાખવાની શક્તિ, કેશાકર્ષણ; ઉષ્ણતા શોષકપણું, ભીનાશ, રંગ, ફુલવુ અને સંકોચાવું, ક્ષાર અને ભેજ શોષવાપણું.

૪. ઉપલા ધર્મોની પાક અને જમીન ઉપર થતી અસર, અને તેને અનુકૂળ કરવાના ઉપાય.

૫. જમીનનો કસ–ખેડાણ, પાણીની નિકાશ, વિવિધ પાક, વિવિધ જાતનાં ખાતર–લીલો પાક, છાણ, ખોળ, મેલું, વિલાયતી ખાતર, દરેકની પાક ઉપર અસર; ખાતરને સાચવવાની રીત.

૬. છોડ ઉપરનાં જીવડાં–પટપટોની રચના, એથી થતું પાકને નુકસાન; તેના કુદરતી દુશ્મન, તેનો નાશ કરવાનો અનુકૂળ સમય.

૭. પ્રાણીઓ, પક્ષીઓ અને જંતુઓના લાભાલાભ

૮. પાક–સ્થાનિક પાક, ફળ, ઝાડ વિષે સામાન્ય માહિતિ.

૯. ક્રિયાત્મક જ્ઞાન–ક્યારો કરવો, વાવવું, રોપવું ( transplant ), નીંદવું, ગોડવું, પાણી પાવું, વાડબરવી, વેલા ચડાવવા ઇત્યાદિ.

# ત્રીજું વર્ષ.

૧. છોડ-એને ઉપયોગી મુખ્ય ઘટકો-નાઇટ્રોજન, ફૉસ્ફરસ, પોટૅસ્યમ, કૅલસ્યમ-નો પાક સાથે સંબંધ: એકદળ અને દ્વિદળ અંકુરમાં તફાવત બીજના ભાગ, થડ અને મૂળનું વધવું, તેની દિશા, મૂળ,-ધોળીમૂળ-નાનાં મૂળ-તેનાં કાર્યો, પાંદડાં, નસો, કુંપળો વગેરે.

૨. છોડનું કાર્ય-છોડમાંથી પાણીનું ઉડી જવું. શ્વાસોચ્છ્વાસ, અજવાળાની અસર, ફુલ, પરાગ, ફળ, બીજ; મંડજ અને પાંદડાં, મંડજ બનાવતાં છોડમાંથી નીકળતો વાયુ.

૩. છોડના રોગ.

૪. ઢોર, તેની પરીક્ષા અને માવજત; તેના રોગ અને ખોરાક.

૫. બીજની સાચવણી.

૬. ઋતુના ફેરફાર અને તેની પાક પર અસર.

૭. ઘર, કોઠાર અને માલની વ્યવસ્થા.

૮. બજાર, વેપારી ભૂગોળ, આનાવારી, સહકારી બેંક.

૯. મજુરની વ્યવસ્થા, સુઢલ, પાક કાપવાનો. એકઠો કરવાનો, લણવાનો, વણવાનો વખત. બારમાસના કામની વેંચણી.

૧૦. ક્રિયાત્મક જ્ઞાન—

(૧) ખેડવું-સમારદેવો-ચાસકાઢવા-ઓરવું-કરબડી દેવી-દંતાર દેવું-રોપવું.

(૨) નીંદવું-વાઢવું-લણવું-મસળવું-ઝડકવું-ધારકરવી.

(૩) સળીયાં પાડવાં-પાણી પાવું વગેરે.

(૪) ગાડું જોડવું, કોશ હાંકવો, દોહવું.

(૫) સાધનોનું સમારકામ.

## ( ૨ ) વણાટ

## બીજું વર્ષ.

**૧ કાંતણ**-૬, ૯, ૧૨, ૧૬, અને ૨૦ આંકનું સુતર પ્રત્યેકનો એક એક તોલો એક સરખી રીતે વળદાર અને રૂંછા વગરનું ઓછામાં ઓછી કલાકે ૧૦૦ વારની ઝડપે કાંતવું. ( ઉત્તમ ઝડપ કલાકની ૨૩૩ વાર ) કાંતણમાં સુતરના સરસાઈ આંક અને સમય એ ત્રણ વસ્તુપર ધ્યાન આપવામાં આવે.)

**૨ પીંજણ**-ઓછામાં ઓછું કલાકે ૨॥ તોલા પ્રમાણે પીંજી, પુણી બનાવવી ( ઉત્તમ ઝડપ કલાકે ૬॥ તોલા )

( પીંજણની સફાઈ અને પુણીની વણાઈ ઉપર ધ્યાન આપવામાં આવે )

**૩ પીલાઈ**-કપાસ ઝૂડવો અને પીલવો ઓછામાં ઓછો કલાકે ૩૦ તોલા (ઉત્તમ ઝડપે કલાકે બે શેર )

**૪ વણાટ**-કલાકે ઓછામાં ઓછી પોણો વાર નાડી અને પોણો વાર પાટી [સાદી તથા ચટાપટા વાળી ], સાદાં આસનો વણવાં.

**૫ રંગકામ**-સુતર રંગવું અને ધોઈને ઉજળું કરવું.

**૬ સમારકામ**—માળ બનાવવી, સાડી ચઢાવવી, તાંત ચઢાવવી, નાડી અને પાટી માટેની તાણી ગોઠવવી વગેરે.

## ત્રીજું વર્ષ.

**૧ કાંતણ**—૬, ૯, ૧૨ અને ૨૦ આંકનું સુતર એક એક તોલો સરખી રીતે વળદાર અને ફેકી વગરનું ઓછામાં ઓછું કલાકના ૨૦૦ વારની ઝડપે કાંતવું.

**૨ પીંજણ**-ઓછામાં ઓછું કલાકમા ૫ તોલા પીંજી પુણી બનાવવી.

**૩ પીલાઈ**-કપાસ ઝુડવો અને પીલવો ઓછામાં ઓછો કલાકે ૦॥। શેર

**૪ વણાટ**-(૧) તાણી પાવી અને કરવી, રાચ બાંધવી, પાવડી બાંધવી; (૨) ૩૦ ઈંચ પનાનું ઓછામાં ઓછું કલાકે ૦I વાર વણવું, ( ૩ ) તરાહનું વણાટ-જીન, બેવડું જીન, લેહેર ભાત, હીરા ભાત, મધપુડા ભાત, ત્રણ અને પાંચ રાચની (૪) સાદાં આસનો કે શેત્રંજીઓ, વણવાં.

**૫ રંગ**-દેશી રંગ પ્રમાણે

**૬ સમાર કામ**-શાળ ગોઠવવી, તાત ચઢાવવી, ભાંગ્યું તુટ્યું સમારી લેવું, દોરી વણવી વગેરે.

# ( ૩ ) સુથારકામ

## બીજું વર્ષ.

**વિષયો**—

જુદાં જુદાં કામો વાટે વાપરવા યોગ્ય લાકડાનું જ્ઞાન.

સુથારી ગણિત-ફૂટ. લાકડાનું ઘનમાપ; કિંમતના કાણ્યલા વગેરે.

## કારીગરીની પરીક્ષા

ત્રણ કલાકમાં તૈયાર કરી શકાય એવી કોઇ વસ્તુ જેવી કે પેટી, ખાંકડો [સ્ટૂલ], કલમદાન, ઘોડી વગેરે પૉલિશ માટે તૈયાર થાય એવાં બનાવવાં.

૧. વાંસલાનું કામ—લાકડાને વાંસલાથી દોરો મારીને સીધું કરવું, સરખુ ગોળ કરવુ, ચડતું ઉતરતું ગોળ કરવું ઇત્યાદિ.

૨. દોરો મારવો—

૩. રંધાવડે સાફ અને સીધું કરવુ, ખાંચો પાડવો, બહારની (Convex) ગોળાઇ કરવી, અંદરની (Concave) ગોળાઇ કરવી: જુદી જુદી જાતના રંધા ચલાવતાં આવડવા.

૪. કરવત ચલાવતાં આવડવી—કેવા લાકડાં માટે કેવી કરવત ચલાવવી એનું જ્ઞાન; અમુક લાકડું કાપતાં કઈ કરવત પસંદ કરવી તેની સમજ; સામટાં લાકડાં વ્હેરવાં

૫. છિદ્રકામ—બરમા અને શારડી વડે-સીધાં છિદ્ર પાડવાં, બરમો પકડવાની કુશળતા ઇ૦

૬. ગુણીઓ અને ફરશીનું કામ ગુણીઆનો ઉપયોગ, ફરશી વડે છિદ્ર અને ચૂળ પાડી લાકડાં જોડવાં અને ચોકડાં બેસાડવાં.

૭. ખીલા મારવા—માથાંવાળા, માથાં વગરના; ખીલાથી પાટીયાં જોડવાં, સ્ક્રૂ બેસાડવા, ઇ૦

### વર્ષ ત્રીજુ.

૧. ખરાદવુ અને લાખથી રંગવુ
૨. ગોલાકૃતિઓ બનાવવી
૩. આકૃતિઓ કોતરવી—જેવી કે પુતળીઓ, જનાવરો, ફળો ઈ.
૪. ત્રિકોણથી અષ્ટકોણ સુધીનાં કામો
૫. ખાનાં પાડવાં, બેસાડવાં ઇ૦
૬. બંધ કરી શકાય એવું લાકડાનું કામ—ઉદા૦ પોથી મૂકવાની બેઠક, ખાટલો, બાજઠ.
૭. ઘંટીના થાળાં, ગાડાં, હળ વગેરેને લગતા ભાગો તૈયાર કરવા. ઇસિકોતરા, પેટીઓ બનાવવાં વગેરે.
૮. સાદી નકશી.

## (૪) શિવણકામ-( બે વર્ષનો અભ્યાક્રમ )

अ કાચ ( કાસ અથવા ગાજ ) બટન ફાંકવું, ઓટવું, ઝઇડકો ભરવો. પ્લેટ કરવા, કપડું સોસવું, ખાંપો ઉરંફ કરવો, ચુણ કરવી, ઇસ્ત્રી કરવી.

आ નીચેનો પોશાક શિવતાં આવડવો.
પુરુષોનો—રૂમાલ, કોથળી, દફતર, ગલેફ, લંગોટ, સદરો, સાદું પહેરણ, કળીવાળું પહેરણ, બંડી, પાસાબંડી, ડબલ બંડી, કબજો, ખમીશ, બાંડીઓ કબજો. ગાંધી ટોપી, ઝવેરી ટોપી, બગલથેલી.
બાળકોનો—ઝબલું, લેંઘી, ચડ્ડી, બાલાટોપી, ફ્રૉક.

इ ( ૧ ) માપ લેવાનું તથા વેતરવાનું ( ૨ ) કપડું કેટલું જોઇએ તેનો હિસાબ લેવાનું ( ૩ ) સંચાનું શિવણ ( ૪ ) હાથ શિવણ ( ૫ ) શિવેલા પોશાક પૂર્ણ કરવાનું ( ૬ ) બગડી ગયેલા કપડા સુધારી આપવાનું.

ई પોષાક પહેરવાના હેતુ; તેને બર લાવવા માટે શિવવામાં કઇ બાબતો ઉપર લક્ષ આપવું; રંગિત અને સફેદ કપડાં પહેરવાથી થતા લાભાલાભનું જ્ઞાન, જુદા જુદા ધંધાદારીઓ માટે કપડા શિવવામાં કરવા જોઇતા ફેરફાર અને તેનાં કારણોનું જ્ઞાન, હવામાનને લીધે પહેરવેશમાં ફેરફાર અને તેનાં કારણો, શિવણકાર તરીકે સમાજમાં પ્રતિષ્ઠા અને સ્વતંત્રતા જાળવવા માટે જોઇતા નિયમોનું જ્ઞાન.

उ સંચાના સામાન્ય સમાર કામની માહિતીઃ ઉદા. ક્યા ભાગ નથી તે જાણવું, તેને નવો લાવી બેસાડતાં આવડવું.

## ( ૫ ) વ્યાયામ-( બે વર્ષનો અભ્યાસક્રમ )

**શાસ્ત્રીય વિષયોઃ**—વ્યાયામ શાસ્ત્ર; શરીર સંરક્ષણ સંબંધી તથા વ્યાયામના વિષયો સંબંધી શાસ્ત્રીય જ્ઞાન.

**પ્રત્યક્ષ**—વિષયો

| | |
|---|---|
| ૧. દંડ બેઠક | ૭. ખોખો |
| ૨. જોડી ( મગદળ ) | ૮. હુ તુ તુ |
| ૩. લેઝિમ | ૯. કુસ્તી |
| ૪. મલ્લખંબ | ૧૦. પટા |
| ૫. લાઠી | ૧૧. કવાયદ |
| ૬. આટાપાટા | ૧૨. તરવાની કળા ( સાધન હોય ત્યાં ) |

૧ દંડ બેઠક—નીચે લખેલા પ્રકારોની શાંત અને પદ્ધતિસર આવડત—

( અ ) સીધે, સીનાકસી, નમસ્કાર વઝે, મયુરદંડ, બજરંગ દંડ, જૂટ, દંડ જોર, વીર દંડ અને સાફ્સૂફ.

(આ) આગે પાંવ, પીછે પાંવ, બાજૂ પાંવ, પેટ ગુઠન, ટાંગતોલ, ખડી બૈઠક, નીમ બૈઠક, ફૂદન, નીમખમલી, અને ખડી ખમલી.

૨. જોડી (મગદળ)--નીચે લખેલા પ્રકારોની સફાઇથી એક બીજાને જોડીને કરવાની આવડત—ઝોલે, કલાઇ, દુર—બગલ, બગલી, દુહરી-બગલી, બગલ-લપેટ, કલાઇ-શીરી, શીરી, રૂમાલી એક, રૂમાલી દો; દુહરી શીરી, ફેકન સીધી, ફેકન ઉલટી, મોંઢા કસી, બદન ફેર, વઝેદાર ઉલટી, સીધી કલાઈ મોચ, વઝેદાર કલાઇ મરોડ અને બહાર લપેટ.

૩ લેજીમ—નીચે લખેલા પ્રકાર સંઘમાં એકી અવાજે કરવાની આવડત-એક જગ્હે, આઢી, પવિત્રા, ગોલચાલ, ચક્ર ગોલ, ગોલ બૈઠક, અને મુંહ મિલાફ.

૪ મલ્લખંબ—પ્રકારોઃ—

સલામી બે પ્રકાર, સીધી, બગલી, કૈચી, ખંદા, એક હાતી, ધાપ, ફિરકી ઉડી, ઘોડા બે પ્રકાર, કાનસળી ખોપરી, મસ્ક, સલામી ચાર પ્રકાર, સાધી—આડી દોનો બાજુ, ઉપેકી સલામી બગલી આડી દોનો બાજુ, કૈચી આડી દોનો બાજુ, ઉતરતી, ગર્દન આડી, ખંદા આડી, ઉલટી ઉડી. બંદર પકડ સંપૂર્ણ.

૫ લાઠી—

દોરૂખ, સલામી એક, સલામી દો, ચોમુખી દો, બગલમો, જંગમો, ચૌમુખી બગલ, ચૌકના (આના કાટ), ચૌમુખી જંગ, એકસે ગોલ. ગોલસે દો કતાર.

૬-૮—આટાપાટા ખો ખો, હુતુતુ પદ્ધતિસર રમત.

૯—કુસ્તી—

સલામી સર્વ પ્રકારની ઠેકેલ, સર્વ પ્રકારના ચાલ, કુમ. હાથ છોડાવવાના સર્વપ્રકાર, ઉખેડ, પટ કાઢવાના અને તેના બચાવના સર્વપ્રકાર, તરાવા, નોંદર ખેંચવો, તે ઉપર બચાવ.

૧૦—**પટા**—તરફથી બદન તોડીને—

સીધી સલામી, ઉમેદ સલામી. દ્વિઉમેદ, શેરધ્વજ, ઉબફેર, સીધી ગર્દન કાટ, ચીર આની, પાલટ આની, ગર્દન કાટ, દ્વિચીર.

૧૧—કવાયદ

પોતે કરવી, બીજા પાસે કરાવવી. સંઘ વ્યાયામ પુસ્તકમાંથી પ્રથમ અર્ધભાગના હુકમો લેતા અને દેતા આવડવા.

૧૨—**આલચસુ**—

૧૩—**તરવું**—આસનો સાથે—સિદ્ધાસન, બદ્ધ પદ્માસન, દંડાસન, વીરાસન, પશ્ચિમ તાનાસન, દ્વિપાદ શિર્ષાસન.

## ભલામણ કરેલાં પુસ્તકો

૧. સંઘ–વ્યાયામ તથા બીજાં જુમ્મા–દાદા વ્યાયામ મંદિર, વડોદરાનાં પુસ્તકો
૨. વ્યાયામ-શાસ્ત્ર ( હિંદી )–ચિત્રશાળા પ્રેસ પૂના
૩. **आरोग्य और व्यायाम** ( હિંદી ) "
૪. **ब्रह्मचर्य ही जीवन है, वीर्यनाशही मृत्यु है**–હિંદી-કર્તા સ્વામી શિવાનંદ; પ્રકાશક–બાબુ કેદારનાથ ગુપ્ત, છાત્ર હિતકારી પુસ્તકમાળા, ડંકનગંજ, મીરઝાપુર
૫. શરીરસંરક્ષણ સંબંધી શાસ્ત્રોક્ત શિખામણ–વડોદરા રાજ્ય
૬. દવા વગરનો દાક્તર યાને શરીરની ખીલવણી–એ. પી. માદન, મુંબઈ
૭ વ્યાયામ મંદિર–ડા. વલ્લભદાસ ખેમરાજ આટાવાળા, મુંબાઇ

## બીજાં ઉપયોગી પુસ્તકો વગેરે માટે માહિતી

૧. દક્ષિણામૂર્તિ વિનયમંદિર, ભાવનગર, વિદ્યાર્થીઓને તથા શિક્ષકોને ઉપયોગી ઘણાં પુસ્તકો બહાર પાડે છે.

૨. સસ્તું સાહિત્યકાર્યાલય, અમદાવાદનાં બાળકોને ઉપયોગી પુસ્તકો.

૩. શિક્ષણ સાહિત્ય કાર્યાલય, દેહગામ ( અમદાવાદ–પ્રાંતિજ રેલ્વે ), શાળાઓને ઉપયોગી રમકડાં, વગેરે સાહિત્ય બનાવે છે. ખરા ફૅક્ટરી,

વડોદરા, તરફથી પણ એવું સાહિત્ય મળી શકે છે.

૪. વિદ્યાર્થીઓનાં માસિકો–બાળક ( અમદાવાદ ), બાલજીવન ( સાંકળી સ્ટ્રીટ. જાયખળા , બાળમિત્ર ( આણંદ ), જ્ઞાનપ્રચાર ( આણંદ ).

૫. ચિત્રશાળા પ્રેસ, (પૂના)થી સારાં ચિત્રો, ઉક્તિઓનાં પાનાં વગેરે મળી શકે.

૬. શિક્ષકો માટે માસિકો—સાબરમતી ( ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ), દક્ષિણામૂર્તિ ( ભાવનગર ).

૭. અંગ્રેજી જાણનારાઓ નીચેનાં પુસ્તકોનો વિદ્યાર્થીઓ માટે ઉપયોગ કરી શકે:—Books for the Bairns, Told to Children Series, Book of Golden Deeds Series, Grimm's Fairy Tales, Andersen's Fairy Tales, Father Tuc[illegible]lico Series વગેરે.

૮. મરાઠીમાં શ્રી. વાસુદેવ ગોવિંદ આપ્ટે ( પૂના ) તરફથી **मुलांचा महाभारत, मुलांची गोड गाणीं, वीरांच्या कथा, वाल्मीकीचा ज[illegible], आनंद (मासिक)** વગેરે પુસ્તકો, બાળકો તથા શિક્ષકોને ઉપયોગી છે.

## વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલાં કુમાર મંદિરોને ઉપયોગી પુસ્તકો

### વિદ્યાર્થીઓ માટે

ચાલણગાડી નાની .. ... ... ..૦-૧-૬

" મોટી ... ... ... ...૦—૩—૦

ચણીબોર ( નાના બાળકો માટે કવિતાઓનો સંગ્રહ ) ...૦—૫ ૦

રાયણ ( કવિતાઓનો સંગ્રહ ચણીબોર પછીનો ) ... .. ૦—૮-૦

પહેલી ચોપડી .. ... ... ... ...૦—૬—૬

બીજી ચોપડી ... ... ... ... ...૦—૪—૬

ઐતિહાસિક વાર્તામાળા ( મોગલવંશ ) ... ...૦-૧૨ ૦

સંક્ષિપ્ત કરણઘેલો ( છપાય છે ) ... ... ...

પાઠ સંચય ભા. ૧લો ( પાંચમા ધોરણ માટે છપાય છે. )...

પાઠ સંચય ભા. ૨ ૩ ( છપાશે )

### શિક્ષકો માટે

બાળ વાર્તાઓ—શ્રી ગિરિજાશંકર ભ. બધેકા અને દ૦ બા૦ કાલેલકરનાં વ્યાખ્યાનો ૦—૩—૦

સ્વતંત્ર બાળશિક્ષણ શ્રી બધેકાનું વ્યાખ્યાન ... ૦—૩- ૦

પૂર્વરંગ—ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ ... ... ૧—૦

બુદ્ધલીલા સારસંગ્રહ . ... ... ... ૨—૮

આર્યોના તહેવારોનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ. ૩—૮

હિન્દી તવારીખ તુર્ક અને પઠાણ રાજ્યનો ઇતિહાસ ( છપાય છે)

બૌદ્ધ સંઘનો પરિચય ( છપાશે ) ... ..

શાળોપયોગી ગુજરાતી તથા હિંદી પુસ્તકોની યાદીઓ. ૦—૨